૪૯૫૩

સત્યમેવ જયંતી.

માહારાજાધીરાજ સર તખ્તસીંહજી

જી. સી. એસ. આઇ.

# ગરબાવળી.

રચીને પ્રસીદ્ધ કરનાર,

મેહેતા કાળીદાસ રામજી,

મહુવા ફો. ન્યા. ની કોર્ટના મુખત્યાર વકીલ.

અમદાવાદમાં.

યુનિયન પ્રિંટિંગ પ્રેસમાં છાપી.

પ્રત ૧૦૦૦



સન ૧૮૯૧. સંવત ૧૯૪૭.

કીંમત છ આના.

સત્યમેવ જયંતી.

માહારાજાધીરાજ સર તખ્તસીંહજી
જી. સી. એસ. આઇ.

# ગરબાવળી.

રચીને પ્રસીદ્ધ કરનાર,


**મેહેતા કાળીદાસ રામજી.**
મહુવા ફો. ન્યા. ની કોર્ટનાં મુખત્યાર વકીલ.



અમદાવાદમાં
યુનિયન પ્રિંટિંગ પ્રેસમાં છાપી.
પ્રત ૧૦૦૦




સન ૧૮૯૧. સંવત ૧૯૪૭.

કીંમત છ આના.

# પ્રસ્તાવના.

નેક નામદાર માહારાજા ધીરાજ. સર. તખ્તસીંહજી. જી. સી. એસ. આઈ. સં. ભાવનગરના માહારાજા સાહેબના સ્વરાજ્યમાં તથા પરરાજ્યમાં લોકોપયોગી કામ, ધર્માળપણું, રૈયત ઉપર પ્રિતિભાવ, દયા, સદગુણ ગ્રાહક, અદલ રાજ્યનીતી, રૈયત ઉપર રહેમ, વસ્તીના સુખને માટે કર વીગેરે માફ કરી દવાખાના, નિશાળો તથા નવાણો વીગેરે બંધાવી, અપંગ દીન જનોને કાયમને માટે અંન્નદાન તથા વસ્ત્રદાન, ઉદારતા, વસ્તીના સુખને માટે થતો પ્રયત્ન, દેશાટણ વીગેરેથી થતી ખ્યાતીથી બ્રીટીસ માહારાણીજીની ખુશી, માયાળુ સ્વભાવ, શાંતપણું, સત્કાર્ય, પરોપકાર ઈત્યાદિ સદગુણોથી બ્રીટીસ માહારાણીજીથી મેળવેલા ઈલિકાબ, સૌરાષ્ટ્રના રાજાઓમાં શ્રેષ્ટ શીરોમણી વીગેરે સદગુણોથી ભરપુર જોઈ, આ ગ્રંથ બનાવી બાહાર પાડવાનો વીચાર મારો લાંબી મુદતથી હતો. તે આજે ઈશ્વર કૃપાથી પાર પડયો છે.

**કાળીદાસ રામજી મેહેતા.**
હો. મુ. વકીલ—મહુવા.



# સાંકળીયું.


| પાનું. | બાબત | તથા રાગ. |
|---|---|---|
| ૫ | ગ્રંથકર્તાનો હેતુ. | મનહરછંદ. |
| ૭ | જગદંબાની સ્તુતી. | મંગળાચરણ. |
| ૭ | ઈશ્વર ભકતી માહારાજા વીશે. | ધોળ. |
| ૯ | માહારાજાનો જન્મ. | ઝુલણાછંદ. |
| ૧૦ | માહારાજાના જન્મથી માત પીતાનો હર્ષ. કીશોરવયમાં વિદ્યાભ્યાસ. | ચોપાઇ. |
| ૧૧ | વિદ્યાભ્યાસ કરી રાજધાનીમાં પધારવું. રૈયતનો હર્ષ. | ભુજંગીછંદ |
| ૧૨ | હીંદુસ્થાનની મુસાફરી. | રમીયે ગુજરાતી એ રાગ. |
| ૧૫ | માહારાણીજીની પ્રસન્તા. | વીજય ટેક. |
| ૧૫ | કે. સી. એસ. આઇ.નો ઇલકાબ. | મહીદીપછંદ. |
| ૧૬ | રૈયતપર કરેલી રહેમ. | વીજય ટેક. |
| ૧૭ | પરરાજ્યમાં લોકોપયોગી કામ. | હરીગીત છંદ. |
| ૧૭ | જી. સી. એસ. આઇ. નો ખેતાબ. | મહીદીપ છંદ. |
| ૧૮ | માહારાજાનો જન્મ ઓછવ. | ગીત. |
| ૧૯ | લોકોપયોગી કામ. માહારાજાનો ખેતાબ તથા લાંબુ આયુષ રહેવા ઇશ્વર પ્રાર્થના. | ભુજંગી છંદ. |
| ૨૦ | માહારાજા વીશે ઈશ્વરસ્તુતી. | ઇંદ્રિવીજય છંદ. |
| ૨૧ | લોકોપયોગી કામ અવીચળ રાજ્ય તપવા ઇશ્વર પ્રાર્થના. | સવૈયા એકત્રીશા. |
| ૨૩ | ભાવનગર શેહેરનું વર્ણન. | રોળાવ્રત છંદ. |
| ૨૫ | રૂવાપરી માતાની સ્તુતી. | બનજારા. |


---

# ગ્રંથ કર્તાનો હેતુ.

## મનહર છંદ.

ધર્મ ધુરીંધર શુરવીર પ્રજા પાળ રાજા,
સુશીળને સદગુણી કોને આજ જાણીયે.
કોણે રૈયતના સુખ માટે કર માફ કરી,
કોણ નીરાધારનો આધારતો પ્રમાણીયે.
દેશને વીદેશમાંહી કીર્તી ગવાઇ કોની,
એવો ભાવેણનો ભૂપ તખ્તેશ જાણીયે.
કોણેનિશાળો ને દવાખાના ઠામઠામ કરી,
વિદ્યાનો વધારો કરવાને ઉર આણીયે.
કોણે પ્રજાહીત માટે લાખોનાણા ખરચીને,
કોણે ચાંદ મેળવ્યા વખાણી વડી રાણીયે.
કે. સી. એસ. આઇ. પછી જી. સી. એસ. આઇ. થકી,
સોરઠનો હીરો ભૂપ તખ્ત વખાણીયે.
મોટો ઇલકાબ માહારાજા તણો હેતે કરી,
બહુમાન સહીત આપ્યો છે વડી રાણીયે.
કીરતી સુણીને કાન કદરની જાણનાર,
મીત્રની સમાન તાજ માંહી રાખ્યો શાણીયે.
કોણે ખેડુ પાસેનુ લાખોનું લેણું માફ કરી,
કોના દીલમાંહી દયા રૈયતની ધારીયે.
કોના જશ જગતમાં ઠામ ઠામ ગાઇ રહ્યા,
એવો ભાવેણનો ભૂપ તખ્તેશ જાણીયે.
કોણ અન્ન વસ્ત્ર તણા સદાવ્રત બાંધી આપ્યાં,
કોણ નીરાશ્રીતનો આશ્રીત આજ ધારીયે.
કોણે રંક વીધવાની જીવીકા કરીજ આપી,
એવો ભાવેણનો ભૂપ તખ્તેશ ધારીયે.
દેશને વીદેશમાંહી લોકના કલ્યાણ માટે,
લાખોનાણા ખરચીને કોણે જશ લીધાછે;

વેપારીના માલેકીના મકાન ઉપર હક,
પોતાના ગણવા કાજે કોણે કામ કીધા છે.
કોણે વેઠ તણું દુઃખ કાપવાને કાજે વળી,
હુકમ કરીને સુખ રૈયતને કીધા છે.
કોણે ઠામ ઠામ વળી નવાણો બંધાવી મોટા,
પ્યાશી તણા દુઃખ કોણે દીલમાંહી લીધા છે.
કોણને ઉદાર કહીયે કરણ સમાન આજ,
એવો ભાવેણનો ભૂપ તખ્તેશ જાણીયે.
જેના રાજ માંહી આજ સત્યુગનો વાસ દીસે,
રામની સમાન આજ રાજતો પ્રમાણીયે.
ધરમ તણીજ ધજા દીનનીશ ફરકે છે,
કળજુગ તણો વાસ કેમ કરી ધારીયે.
કોણ કવીજનનો આશ્રીત આ જગતમાં,
એવો ભાવેણનો ભુપ તખ્તેશ જાણીયે.
કોણ માહારાણીજીનો મીત્રની સમાન આજ,
કોણ કષ્ટ હરણ જે રૈયતનો ધારીયે;
વીક્રમ સમાન આજ કોને કહો રાજા કહીયે,
ગોહીલ નરેશ એક તખત ઉચારીયે.
કોની જયજયકાર વાણી આજ ભાખી રહ્યા,
કોના ગુણીજન ગુણગાન આજ ગાયછે.
કોના રાજમાંહી જગકર્તાની મેહેર થકી,
રૈયતને રાજ આજ સુખમાં જણાયછે.
કોનો નીરમળ ન્યાય દીસતો અતીશે રૂડો,
એવો ભાવેણનો ભૂપ તખત ગણાયછે.
આદી એવા સદગુણ થકી ગ્રંથ રચવાને,
ગ્રંથકારનો ઉદેશ નકી એ જણાયછે.
પરમકૃપાળુ પરમેશ તણી મેહેર થકી,
ભાવેણનો ભૂપ તખ્તેશ વખણાયછે.

## જગદંબાની સ્તુતી.

છે જન પાળક ટાળક દુખનો. એ રાગ.

જય આદ્ય શક્તી તું ઉર ધરજે,
આ ગ્રંથ સંપુરણ તું કરજે;
સકળ જગતમાં તારો વાસ,
શેવક જનની પુરો આશ;
સ્તુતિ કરૂં હું કાળીદાસ,
દુ:ખ અમારાં તું હરજે. જય.
નારદ આવી નૃત્ય કરે,
મા ઇંદ્રિ બ્રહ્માદીક ધ્યાન ધરે;
વીશ્નું તુંજ તળાસે પાય,
ભક્તાધીન તારા ગુણ ગાય;
એવો છે તારો મહીમાય,
કષ્ટ હરણ કરૂણા કરજે. જય.
ધરણીમાં બહુ રૂપ ધર્યા,
મા દેવ તણાં તો કામ કર્યાં;
ચંડ મુંડનો કીધો નાશ,
મહીસાસુરનો હરીયો ત્રાસ;
આરાસુરમાં વશીયા વાસ,
અરજ અમારી ઉરધરજે. જય.

---

## ઇશ્વર સ્તુતી માહારાજ વીશે.

### ધોળ.

અમે ઇશ્વર માગીયે એટલું,
ઘણા વર્શ જીવો તખ્તેશ;
ક્રપાથી માહેશ, જીવો તખ્તસીંહજી.
જેના રાજમાં જન સુખીયાં ઘણાં,

રહો એજ અવીચળરાજ;
માગીયે માહારાજ. જીવો॰
એની કીર્તી વિદેશમાં પામજો,
જેનો જશ ઘણો ગુણીજન ગાય;
કથી ન શકાય. જીવો॰
દગાખોર, લુચ્ચા, કપટી, ચાડીયા,
તેનો જડમુળ કરજે સંહાર;
જગતના આધાર, જીવો॰
પ્રભુ વિપતી સમે ન વિસારશો,
આવી તત્પર કરશો સહાય;
આશાછે સદાય, જીવો॰
જેનો પ્યાર રૈયતપર દીસે ઘણો,
સારૂં કરવાને ઇચ્છે સદાય;
સુખી કેમ થાય, જીવો॰
જે જે દુષ્ટ ચહે માઠું રાજ્યનું,
તેનો નીરમુળ કરજે સંહાર;
જગતના આધાર, જીવો॰
જેના દીલમાં દયા અતી દીસતી,
કરવા પ્રીતી પરમારથ હોય,
જાણે સહુ કોય, જીવો॰
જે છે દુખીયાતણો દુખમાળવો,
જેથી પરદુખ ભંજનરાય;
વીક્રમ સમગણાય, જીવો॰
સુખ સંતતી સંપ તું આપજે,
વળી કાપજે કુમતિ સદાય;
સુજશ વરતાય, જીવો॰
પ્રભુ અખુટ ખજાનો તું આપજે,

જે છે રૈયતના પ્રતીપાળ;
રાખેછે સંભાળ, જીવો૦

---

## માહારાજા સર તખ્તસીંહજીનો જન્મ.

### ઝુલણાછંદ.

સંવત ઓગણીશેં વળી ચોદની,
સાલ વીક્રમની શુભ જાણો;
પોસ મહીનો વદી સપ્તમી તીથીયે,
જન્મ તખ્તેશનો ઉર આણો. ૧
ધન્ય એ માસને ધન્ય દીવસ ઘડી,
ધન્ય તીથી ઘણી શ્રેષ્ટ ભાઇ;
પાટવી પુત્ર તખ્તેશના જન્મની,
શેહેર વીશેજ ચાલી વધાઇ. ૨
સાંભળી લોક નીશંક સુખીયા થયા,
ધન્ય આનંદનો દીન આજે;
ભેર ભુંગળ વળી પડઘંમો વાગીયું,
દુંદભી નાદ વાજીંત્ર વાજે. ૩
જાચકોને બહુ દાન ત્યાં આપીયાં,
કાપીયાં કષ્ટ જન દીન કેરાં;
ઉચર્યા તે સમે વાણી જયકારની,
પુન્યને દાન કીધાં ઘણેરાં. ૪
બંધીવાનો તણા બંધ ત્યાં ખોલીયા,
બોલીયા મુખથી એજ વાણી;
દ્વિજને દક્ષણા આપી સુરીતથી,
ભુપ તખ્તેશનો જન્મ જાણી. ૫
જોશી પંડિત પુરાણી તેડાવીયા,
આવીયા હર્ષથી રાય પાસે;

જન્મ અક્ષર લીયો કુંવરના ભુપ કે',
પુત્ર કેવો વળી એહ થાશે. ૬
ભાગ્યશાળી ભલા સુતને જોઇને,
ઓચર્યા મુખથી ભવિશ વાણી;
સુત પરાક્રમી ભુપ થાશે ઘણો,
રૂડિ રેખા કરમાંહી જાણી. ૭
ધર્મ ધુરીંધર, ધીર સુરવીરને,
મહીપતી એ પ્રજાપાળ થાશે;
પામશે કીર્તિ તે દેશ વિદેશમાં,
ગુણ જેના મહીમાં ગવાશે. ૮

## માહારાજાના જન્મથી માતપીતાનો હર્ષ તથા વિદ્યાભ્યાસ.

### ચોપાઈ ત્રીતાળ.

જોઈ કુંવરને આનંદ થાય,
માત પીતાને હરખ ન માય;
નાંનાંવિધ લડાવેછે લાડ,
પુરો માની પ્રભુનોરે પાડ. ૧
જેવો શરદ પુનમનો ચંદ,
તેવું શોભે કુંવરનું વદંન;
જોઈ દીનકરનોરે પ્રકાશ,
થાયે તીમીરનો ઝટ નાશ. ૨
તેમ જોઈ કુંવરનુંરે રૂપ,
અતી હરખે ભાવેણનો ભુપ;
વધ્ધી રાજની થતી જણાય,
જશ જગમાંહી બહુ વરતાય. ૩
લુચ્ચા ચોર દગાખોર જેહ,

પામી ત્રાસ છુપી ગયા તેહ;
થયા કુંવર મોટા તખ્તેશ,
કીધો ભણવા વિચાર નરેશ. ૪
લીધા સાહેબ નટને સાથે,
કીધી તૈયારી ગોહીલ નાથે;
આવ્યા રાજકોટે જેણીવાર,
થયો સર્વને હર્ષ અપાર. ૫
મેકનાટન સાહેબ પાસે,
વિદ્યાભ્યાસ કરેછે ઉલ્લાસે;
ભણ્યા ભાવથી ઇંગ્લીશ ભાષા,
ન્યાય શાસ્ત્રજ સર્વે તપાસ્યા. ૬
થયા ચૌદે વિદ્યા ગુણ જાણ,
શીખ્યા કસરત ગોહીલભાણ;
કુંવર કીંગ કોલેજના જેહ,
રાખે સ્નેહ કુંવરપર તેહ. ૭
જોઇ સુતને હરખે માતા,
તેમ કુંવર ખુશી બહુ થાતા;
ફોટોગ્રાફની માંગણી કીધી,
તખ્તેશે સ્વીકારી લીધી. ૮
વળી કોલેજ કીંગ સમરાવા,
આપ્યા લાખ સવા ગુણ ગાવા;
પછી શીખ ગુરૂની લીધી,
જવા ભાવેણે તૈયારી કીધી. ૮

---

## વિદ્યાભ્યાસ કરી રાજધાનીમાં પધારવાથી રૈયતનો હર્ષ.

### ભુજંગી છંદ.

ઉગ્યો ઉર આનંદનો અર્ક આજે,

નગારાં નીશાનો ગણેણાટ ગાજે;
દીલે માનીયે આજ જાણે દીવાળી,
ભલે આવીયાં તખ્તસીંહ ભાગ્યશાળી. ૧
થયો સર્વને ઉર આનંદ એવો,
મળે રીધી કે સીધીથી હોય જેવો;
વીવાથી વડો વાર છે એમ ભાળી,
ભલે આવીયા તખ્તસીંહ ભાગ્યશાળી. ૨
ફરૂકે ધ્વજા હર્મની ઠામ ઠામે,
વધાઈ સુણી લોક આનંદ પામે;
કરી દીપમાળા અતીશે રૂપાળી, ભલે. ૩
પડી તોપ ત્યાં વાગીયાં બેંડ વાજા,
ઘણા વર્શ જીવો કૃપાનાથ રાજા;
વદે એજ આશીષ સૌ ભુપ ભાળી, ભલે. ૪
કરી પુષ્પ વૃષ્ટિ ઉમંગે વધાવે,
અતી હર્શ નરનારીયો ઉર લાવે;
ભલી જાણીયે ભુપ વૃત્તી દયાળી, ભલે. ૫
રહી સુખમાં ત્યાં પછી દીન થોડે,
કરી વાત મુસાફરી નીજ કોડે;
લઈ દાસ શામળને ભુપ સાથે,
તૈયારી કરી તર્ત ગોહીલનાથે. ૬

---

## માહારાજા સર તખ્તસીંહજીની હીંદુસ્તાનમાં મુસાફરી.

### રમીયે ગુજરાતી એ રાગ.

વિચર્યા ભુપ તખ્તેશ, દેશાટણ કરવા;
જોવા દેશોદેશ, ચીતમાં ચીતરવા. ટેક.
ચતુર પુરૂશનું લક્ષણ કહીયે, પ્રથમ મુસાફરી કરવીરે,

ગોહીલ ભુપે એજ આરંભ્યુ, રીત ઉચ્ચીત એ ધરવી;
દેશાટણ કરવા.
ભાવ સહીત મુંબૈમાં આવ્યા, ભેટ ગવરનર લેવારે,
સામૈયાની શી કહું શોભા, મોહી રહે જગ દેવા;
દેશાટણ કરવા.
માન અતી મહીપતને આપ્યું, ધન્ય ગવરનર દાનારે,
ગોહીલનાથે ભાશણ કીધું, ધરી ઉપકાર સભાના;
દેશાટણ કરવા.
ત્યાંથી પ્રયાણ કર્યું પુનામાં, જોયાં મથુરાં કાશીરે,
શુધ્ધ મને ગંગામાં નાહાતા, પાપજ જાયે નાશી;
દેશાટણ કરવા.
જસેશનાથ કહીએ કાશીમા, જસવંતસીંહે કીધુંરે,
દરશન કરી પછી નાહી ગંગામાં, દાન અતીશે દીધું;
દેશાટણ કરવા.
ત્યાંથી વાસ કર્યોજ પ્રયાગે, જ્યાં ત્રીવેણી કહાવેરે,
પવીત્રભુમી પ્રયાગકેરી, લોક જથાબંધ આવે;
દેશાટણ કરવા.
વળી પ્રયાસ કર્યો અયોધ્યા, જ્યાં સરયુછે મોટીરે,
જન્મ ભુમી તે રામની કહીએ, ત્યાં પણ થઈયે ખોટી;
દેશાટણ કરવા.
લખનોરે જઈ વાસજ કીધો, લીધો રસ્તો ત્યાંથીરે,
ભુમી જગકર્તાની કહીયે, જઇયે આગરે જ્યાંથી;
દેશાટણ કરવા.
તાજબીબીનો મહેલજ મોટો, દુનીયામાં વખણાયરે,
કારીગરી તેની શીકહીયે, જોવાજોગ જણાય;
દેશાટણ કરવા.
ગોકુળમાં ગોવર્ધન પરવત, ભુમીકહીયે કાનરે,

ટચલી આંગળીયે તોળ્યોછે, જોવાજોગ ભગવાન;
દેશાટણ કરવા.
હીંદ તણી ગાદી જે દીલ્લી, તેતો જોવા જઈયેરે,
પુરાતનીછે શેહેર જગતમાં, દેખી સુખીયા થઇયે;
દેશાટણ કરવા.
ઘણા વખતથી હતીજ સુની, દીલીની પાદશાહીરે,
ઇશિકપાથી સ્થાપી પાછી, હીંદરાણી શેહેનશાહી;
દેશાટણ કરવા.
ધન્ય કૈસરેહીંદ તણીતો, ગાદી જગ વખણાયરે,
જેના તાજ નીચે રહી રૈયત, ગુણ રાણીના ગાય;
દેશાટણ કરવા.
નીલગીરીની હવાજ સારી, જેપુરચીત્ર જણાયરે,
ભરતપુરનો કીલો કહીયે, જગમાંહી વખણાય;
દેશાટણ કરવા.
કલકતાથી જવું ગયાજે, શ્રાધ સરાવા પ્રીતેરે,
દાન દક્ષણા દઈ બ્રાહ્મણને, જઈએ રૂડી રીતે;
દેશાટણ કરવા.
રહી નરબદા દાનજ દીધાં, નાહ્યા નીર્મળનીરરે,
ઈંદોરને નાશીકજ કહીયે, ગોદાવરી ગંભીર;
દેશાટણ કરવા.
સુરત જોવું રહ્યુંજ બાકી, તે પણ જોતાં જઇયેરે,
ગઢ જુનો ગીરનારજ દેખી, સુખીયાં પુરણ થઇયે;
દેશાટણ કરવા.
અકળ કળા ઈશ્વરની કહીયે ખુબીનો નહીં પારરે,
મુસાફરી કરી આવ્યા ગોહીલ, માન્યો બહુ ઉપકાર;
દેશાટણ કરવા.

---

## માહારાણીજીની પ્રસનતા.

### વીજયટેક કેમ તજેરે એ રાગ.

જોઇ ગોહીલ ભુપના આવા કામ, પ્રસન થઇ માહારાણીરે.
જેની કીર્તી ગવાયે ઠામ ઠામ, પ્રસન થઈ માહારાણીરે.
દેવા કે. સી. એસ. આઇ. ઇલકાબ, પ્રસન થઈ માહારાણીરે.
ઊંચા દરજ્જાનો ભુપને ખેતાબ, પ્રસન થઇ માહારાણીરે.
કરી સરબારટન ફરમાન, પ્રસન થઇ માહારાણીરે.
ધન્ય ધન્ય ભલો ખાનદાન, પ્રસન થઈ માહારાણીરે.
જે છે, કદરતણી જાણનાર, પ્રસન થઈ માહારાણીરે.
કરી મેહેર બ્રીટીસ સરકાર, પ્રસન થઈ મહારાણીરે.
કહાવ્યો સંદેશો તારમાં તેણીવાર, પ્રસન થઈ માહારાણીરે.
વાંચી બ્રીટીસનો માન્યો ઉપકાર, પ્રસન થઇ માહારાણીરે.

---

## માહારાજા સર તખ્તસીંહજીને કે. સી. એસ. આઇના ઇલકાબ વીશે.

### મહીદીપ છંદ.

ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્યભાઇ,
બ્રીટીસથી ઇલકાબ મળ્યો, કે. સી. એસ. આઇ.
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઇ. ૧
રમ્ય વદન સર્વના, ખુશી રહી છવાઇ,
જાણીયે દીપ ઓત્સવી, વીવાહની વધાઇ;
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઇ. ૨
ધન્ય ભાવનગ્ર ભુપ, કેરી શ્રેષ્ટતાઈ,
ધન્ય પ્રજાપાળ, આદી નામના ગવાઇ;
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઈ. ૩
સુણી વડી સરકાર કીર્તી, થઇ અતીશે રાજી,

ગોહીલના ગુણ રહ્યા, દુનીયામાં ગાજી;
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઇ. ૪
ભાવથી સુપદ્વિ દેવા, બારટનની માઇ,
બ્રીટીસથી સુપદવી આપી, કે સી. એસ. આઇ.
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઇ. ૫
લઘુ વયની લાયકી, શરૂ થકી જણાઇ,
કુશળ રાજકાજમાં, સુખ્યાતી તો ગવાઇ;
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઈ. ૬
ધન્ય ગોહીલ રાજ આજ અવનીમાં ભાઇ,
સોરઠના ભુપ સર્વ, માં મણી સવાઈ;
ધન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય ભાગ્ય ભાઇ. ૭

---

## માહારાજા સર. તખ્તસીંહજીની રૈયત પ્રતે રહેમ.

### વિજય ટેક કેમ તજેરે. એ રાગ.

ધન્ય ધન્ય ભાવેણનો ભૂપ, ગોહીલરાજા તખ્તેશેરે.
કષ્ટ હરણ વિદ્યાનો કૂપ, ગોહીલરાજા તખ્તેશેરે.
જેણે રૈયતના કીધા કર માફ, ગોહીલરાજા તખ્તેશેરે.
જ્યાં દીસે અદલ ઇનસાફ, ગોહીલરાજા તખ્તેશેરે.
નીરાશ્રીત તણું જોઇ દુ:ખ, ગોહીલરાજા તખ્તેશેરે.
બાંધી સદાવ્રત કરી આપ્યું સુખ, ગોહીલરાજા તખ્તેશેરે.
જોઈ દુ:ખ વિધવા રંક જાત, ગોહીલરાજા તખ્તેશેરે.
જુદીજુદી કોમ તણી ખરેખાત, ગોહીલરાજા તખ્તેશેરે.
કરી આપી વરખાશન રાય, ગોહીલરાજા તખ્તેશેરે.
જેના ગુણ નીશદીન સૌ ગાય, ગોહીલરાજા તખ્તેશેરે.
ખેડુ પાસે તગાવીનું લેણું હોય, ગોહીલરાજા તખ્તેશેરે.
દીસે મોટી રકમ પણ તોય, ગોહીલરાજા તખ્તેશેરે.
લાવી દયા દીલમાંહી કીધું માફ, ગોહીલરાજા તખ્તેશેરે.

કેવી રૈયત ઉપર દરીયાક્, ગોહીલરાજા તખ્તેશેરે.
કેમ સુખી રૈયત મારી થાય, ગોહીલરાજા તખ્તેશેરે.
કરે એજ વીચાર સદાય, ગોહીલરાજા તખ્તેશેરે.
વળી વેઠ તણું જોઇ દુઃખ, ગોહીલરાજા તખ્તેશેરે.
કાઢી નીરમુળ કરી આપ્યું સુખ, ગોહીલરાજા તખ્તેશેરે.

---

## માહારાજા સર. તખ્તસીંહજીના પરરાજમાં લોકોપયોગી કામ.

### હરીગીત છંદ.

ધન્ય ભુપ ભાવનગર તણા, જગમાંહી બહુ વખણાયછે;
જનહીત કારણ જે દયા, ગુણ તો ભલા સૌ ગાયછે.
જોઈ દુઃખ આજીનું અતી, દીલમાં દયા તો લાવતા;
મુસાફરોને દુઃખ બહુછે, ઉતરવાનું કહાવતા.
તેથી દયા દીલમાં ધરી, પુલ આજીનો બંધાવવા;
ખર્ચી રકમ મોટીજ ભુપે, નામ અવીચળ રાખવા.
વળી નોર્થબ્રુક વીશેજ આપી, રકમ મોટી પ્રીતથી;
આપ્યા પચીશહજાર, સંગ્રહસ્થાનમાં એ રીતથી.
કોલેજ કીંગ કરાવવા, વળી લાખસવા આપીયા;
ધન્ય ભુપ ગોહીલ તખ્તને, જે કષ્ટ જનનાં કાપીયાં.

---

## માહારાજા સર. તખ્તસીંહજીને જી. સી. એ- સ. આઇના ઇલકાબ.

### મહીદીપ છંદ.

ધન્ય દીવસ ધન્ય ઘડી, ધન્ય વાર ભાઈ.
મહીપતી તખ્તેશ, જન્મ દીનની વધાઈ;

ધન્ય દીવસ ધન્ય ઘડી, ધન્ય વાર ભાઈ.
સુણી વડી સરકાર રાજી, થઈ અતીશે ભાઈ;
ભૂપને ઈલિકાબ આપ્યો, જી. સી. એસ. આઈ.
ધન્ય દીવસ ધન્ય ઘડી, ધન્ય વાર ભાઈ.
ભુંગળને ભેરવાજાં, પડઘમ શરણાઈ;
માનુની ગીત મંગળ, વધી જણાઈ;
ધન્ય દીવસ ધન્ય ઘડી, ધન્ય વાર ભાઈ.
પ્રગટીછે દીપમાળ, વાવટા ચડાઈ;
આતસ બાજીનો રંગ, છુટે હવાઈ;
ધન્ય દીવસ ધન્ય ઘડી, ધન્ય વાર ભાઈ.
કીધા કર માફ ઘણા, રૈયતના ભાઈ;
જાચકને દાન દીધાં, જય જય બોલાઈ;
ધન્ય દીવસ ધન્ય ઘડી, ધન્ય વાર ભાઈ.

---

## માહારાજા સર તખ્તસીંહજીના જન્મ દીવસની ખુશાલી.

### ગીત.

શુભ આનંદનો દીન આજેરે,
જેથી વાજીંત્ર રૂડાં વાજેરે; ક
જેમ ગગનમાં મેઘજ ગાજે,
જીવો ભૂપ તખ્ત ગોહીલ જગકર્તા. ૧
જન્મ ઓછવે આજ દીવાળીરે,
પ્રગટી દીપજમાળ રૂપાળીરે;
રૂડી ઈંદ્રાપુરી સમ ભાળી,
જીવો ભુપ તખ્ત ગોહીલ જગકર્તા. ૨
ગાયે માનુની મંગળ પ્રીતેરે,

પેરી પટકુળ રૂડી રીતેરે;
પ્રભુ કૃપા તણા એક ચીતે,
જીવો ભુપ તખ્ત ગોહીલ જગકર્તા. ૩
આપે આશીષ નરને નારીરે,
પુન્યદાન કીધાં બહુ ભારીરે;
વાણી જયજયની તો ઉચ્ચારી,
જીવો ભુપ તખ્ત ગોહીલ જગકર્તા. ૪

---

## લોકોપયોગી કામ, માહારાજાનો ખેતાબ તથા લાંબુ આયુષ રહેવા ઇશ્વર પ્રાર્થના.

### ભુજંગી છંદ.

કર્યા કામ કલ્યાણના ભુપ પ્રીતે,
બહુ પામીયા ખ્યાત રૂડીજ રીતે;
ભલા વાગીયા દેશ વીદેશ વાજા,
ઘણા વર્શ જીવો કૃપાનાથ રાજા. ૧
પ્રજા ઉપરે પ્યાર હમેશ રાખો,
સુખી કે દુખી એમ સદૈવ ભાખો;
નહીં પેખીયે જ્યાં દયાનીજ માજા,
ઘણા વર્શ જીવો કૃપાનાથ રાજા. ૨
શુણી ભૂપની ખ્યાત બ્રીટીસરાણી,
વડી પદ્ધી માહારાજની યોગ્ય જાણી;
ઘણા હર્ષથી અર્પી તે માન જાઝા,
ઘણા વર્ષે જીવો ક્રપાનાથ રાજા. ૩
કર્યાછે નવાણો વળી ઠામ ઠામે,
ત્રષ્યાથી દુખી લોક આરામ પામે;
વદે ભૂપ આશીષ ત્યાં લોક લાખો,
ક્રપાનાથ માહારાજને અમર રાખો. ૪

વડી વૈદશાળા કરી ગામ ગામે,
દવા દાન દઈ દર્દીના દર્દ વામે;
પ્રભુપાસ વાણી સદાએજ ભાખો,
માહારાજ તખ્તેશને અમર રાખો. ૫
માહા ભૂપનાં પાપ સંતાપ હરજો,
સદા સુખ શાંતીજ બક્ષીસ કરજો;
ખજાના તણો ખુબ ભંડાર આપો,
માહારાજ તખ્તેશના કષ્ટ કાપો. ૬
કરો દુષ્ટના દુષ્ટ વીચાર ચુરા,
હરામી વળી રાજ્યના હોય પુરા;
કરી સહાયતા સદય સંહાર કરશો,
સદા સુખ શાંતી કરી ત્રાસ હરશો. ૭

---

## માહારાજા વીશે ઈશ્વર સ્તુતી.

### ઇંદ્રવીજય છંદ.

રાજ તપો વળી તાજ તપો નીત્ય નામ જપો તખ્તેશ નરેશા.
પાળક દીન દયાળ કૃપાળ ત્રપાળ કરો નીત્ય સહાય મહેશા.
રહાગે ગુણ ગાન કૃપા ભગવાન ધરો ઉરધ્યાન ખરે ભૂવનેશા.
વરતો જયકાર પ્રભુ ઉરધાર વિનતી સ્વીકાર તું દાસ હમેશા.
ફર્યા ફરમાફ અદલ ઇનસાફ કરો દરીયાફ છે ભૂપ દયાળુ
વિચરો દુઃખમાંય કરો વિભૂ સહાય સંકટ દુર થાય નરેશ કૃપાળુ
થયો કોણ ભૂપ ખરે દેવ રૂપ દયાનોજ કુપ ધુરીંધર રાજા

મહીમા ગુણ ગાય કથી ન શકાય સુજશ વરતાય
ગરીબની વાજા.

## લોકોપયોગી કામ, અવિચળ રાજ્ય તપવા ઈશ્વર પ્રાર્થના.

### સવૈયા એકત્રીશા.

પ્રેમ સહીત પ્રભુ પાસે માગો,
લાગો કરજોડીને પાય;
રાજ અનુપમ આજ જગતમાં;
ગોહીલ ભૂપ તણું વખણાય;
અરજ ખરે અંતરમાં ધરશો,
કરશો પ્રભુ અમારૂં કાજ;
ગુણીયલ રાજા તખ્તસીંહજી,
અચળ તપો અમ ઉપર રાજ. ૧

રૈયત ઉપર રહેમ કરીને,
કીધાં કર જેણે બહુ માફ;
જેનાં રાજ વિશે જન સુખીયા,
અદલ મળેછે જ્યાં ઇનસાફ;
રામરાજ સમરાજ જણાય,
ધર્મ ધુરીંધર છે માહારાજ;
ગુણીયલ રાજા તખ્તસીંહજી,
અચળ તપો અમ ઉપર રાજ. ૨

ગુણ સાગર ગંભીર સુજનતા,
દુરજનતા દીસે નહીં લેશ;
કીશોર વયમાં સુલક્ષનો,
કીધો અંતરમાંજ પ્રવેશ;
દીન દીન આબાદી આદેશે,

રૈયત સુખી દીસે આજ;
ગુણીયલ રાજા તખ્તસીંહજી,
અચળ તપો અમ ઉપર રાજ. ૩
વડી વૈદક શાળાઓ કીધી,
દર્દિના હરવાને દુઃખ;
આશીષ આપે નરને નારી,
નીરોગી થઈ પામે સુખ;
વિદ્યાલય સ્થાપી સૌ ગામે,
જ્ઞાન ખરે વધવાને બાળ;
કીંમત જેની થાય કારમી,
અમુલ્ય આ જુઓ નિશાળ. ૪
વેપાર તણી વ્રધી કરવાને,
હરવાને રૈયતનું દુઃખ;
કરી રેલવે માહારાજાએ,
જેથી રૈયત પામે સુખ;
ખેડુની પાસે જે લેણું,
રહેમ કરીને કરવા માફ;
હુકમ કીધો માહારાજાયે,
દયા તણો કરીયે દરીયાફ. ૫
ધરમતણી જ્યાં ધજા ફરેછે,
નિરાશ્રીત પામે જ્યાં સુખ;
અંન વસ્ત્રના દાન અપાયે,
રંકતણું ધારી મનદુઃખ;
કષ્ટહરણ રાજા એ કહીયે,
લહીયે જેના વંશે લાવ;
અખંડ રાજ તપો અવનીમાં,
ઈશ્વર ભક્તિ ઉપર ભાવ. ૬
રૈયતના પ્રતીપાળ દયાળુ,

કરો પ્રભુ રક્ષા શીરતાજ;
ગુણીયલ રાજા તખ્તસીંહજી,
અચળ તપો અમ ઉપર રાજ; ૭

---

## ભાવનગર શે'રનું વર્ણન.

### રોળાવ્રત છંદ.

ધન્ય ભાવેણું શેહેર, મેહેર ઇશ્વરની જાણું;
ઇંદ્રિ પુરી અનુસાર, જગતમાં એહ વખાણું.
દીસે લીલા લેહેર, મેહેર રત્નાગર કેરી;
રાજ કરે તખ્તેશ, ક્રીપા જગદીશ ઘણેરી.
ગઢ મોટો દરબાર, દ્વાર રક્ષક છે ઝાઝા;
ધર્મ ધુરીંધર ધીર, બીરાજે જ્યાં માહારાજા.
શોભાનો નહીં પાર, વચ્ચે ઘડીયાળજ મોટું;
વખત જણાવે એહ, કામ દીસે નહીં છોટું.
ધન્ય નગર શોભીત, બજારો રચના પેખું;
દુકાનોની ઓળ, એક હારે ત્યાં દેખું.
બે મગ ફાનસ હાર, શોભતી સારી કહીએ;
શા રસ્તા વિશાળ, અનુપમ માની લહીયે.
જાત જાતના લોક, વસે મોટા વેપારી;
સુખીયા જન સૌ હોય, દીસે જ્યાં આનંદકારી
ઝાડ તણી શી ઘટા, બેય બાજુયે દેખું;
વિશ્વ કરમા કીધેલ, નગર ભાવેણું લેખું.
કહીયે મોતીબાગ, બાગ કૈલાસજ જાણું;
બીરાજે જ્યાં તખ્તેશ, ભૂપ ગોહીલ વખાણું.
જાત જાતનાં ઝાડ, વાય શીતળ મંદ વાયું;
રચના જોઈ અથાગ, ચીત રહે જ્યાં લોભાયુ.
કારીગરી કીધેલ, કામ અદભુતજ કહીયે;
મનહર મોતીબાગ, ઘડીભર મોહીજ રહીયે.

કીધી હાઇસ્કુલ, હાઈ કોરટ સુખદાઇ;
કરે અદલ ઇનસાફ, જજ્જ જ્યાં ઘેલાભાઇ.
સ્થાપી માજીરાજ, નામની કન્યાશાળા;
દેવા વિદ્યાદાન, જ્ઞાન વધવાને બાળા.
વડી કીધી કોલેજ, નામ અમર તો કહેવા;
શામળદાસ દીવાન, તણું જગમાંહી રહેવા.
જુવાનસીંહજી વળી, ભ્રાત નાનેરા જાણું;
દવાખાનાનું નામ, એહ નામે પ્રમાણું.
કહીયે પબલીક બાગ, બેંડ વાજું જ્યાં વાગે;
જોવા જોગ જણાય, ચીતને આનંદ લાગે.
જાતજાતના વળી જનાવર જોવા જેવા;
મેના પોપટ શબ્દ, મોહ ઉપજાવે એવા.
ધન્ય પીલસાહેબ, નેકસલાહ દેનારા;
રાજનીતીની રીત, ભૂપને શીખવનારા.
માની બહુ ઉપકાર, નામ આ દેશે રહેવા;
પબ્લીકનું પીલબાગ, કર્યું ઝાહેરજ કહેવા.
ફુવારાનું નામ, વળી પરશીવલ કહીયે;
હીતેચ્છુ આ દેશતણા, તેથી તો ચહીયે.
રૂવાપરીછે માત, ભૂપના દુઃખ હરનારી;
સુખ સંપત પરીવાર, દયાળીછે દેનારી.
મોટુ બોડ તળાવ, બંધાવ્યુંછે માહારાજે;
થાપનાથ મહાદેવ, ખરેખર ત્યાં બીરાજે.
શાક મારકીટ તણી, શોભાછે જોવા જેવી.
ભાતભાતના શાક, ચીજોછે જોઇયે તેવી;
બંદોબસ્ત પોલીસ, તણો દીસેછે ભારી;
લુચ્ચા ચોર લબાડ, તણી ફાવે નહીં કારી.
ફરે ધજા દીનનીશ, ધરમની ધારણ તોળે;
ધર્મ ધુરીંધર ધીર, તણો જયકારજ બોલે.

માહાજન ભીડીહામ, ધરમશાળાતે કીધી;
માહારાજાએ અર્જ, તેમની અંતર લીધી.
તખ્તસીંહજી નામ, ધર્મશાળાનું રાખ્યું;
ધન્યરાય તખ્તેશ, ભલા જન જુગતે ભાખ્યું.
દાનાછે દીવાન, જેમના વીઠ્ઠલભાઈ;
ડોસાભાઇ તણીજ, વખાણું ભલમનસાઇ.
રાજનીતીની રીત, ખરે અકબરના જેવી;
કીધા કર બહુ માફ, પ્રીત રૈયતપર કેવી.
શેઠ વડા મંચેર, રાજ આબાદી કરવા;
હરનીશ એજ વીચાર, દુખ રૈયતનું હરવા.
સીમ્સ જેવા સરદાર, વડાછે ઇજીનીયર;
ડાકટર બરજોરજી, ભલા દર્દીના ડીયર.
પોલીસના ઉપરી, શેઠ ટેમુલજી જાણું;
બંદોબસ્ત પોલીસ તણો, જેનોજ વખાણું.
લાયક લલુભાઇ, વસુલાતી તો કહીયે;
ગુણસાગર ગંભીર, ચીતમાં પેખી લહીયે.
માધવસીંહ વજીર, કવી પીંગળશીભાઇ;
ધર્મરાજ સમ આજ, રાજ રૈયત સુખદાઈ.

---

## રૂવાપરી માતાની સ્તુતી.

### રાગ બનજારા.

કરો સહાય રૂવા પરીમાતા,
નમુ સકળ જગત સુખદાતા.
છે આશરો એક તમારો,
માજી ભવજળ પાર ઉતારોજી.
ધરો અરજ જગત વિખ્યાતા,
કરો સહાય રૂવાપરી માતા. ૧

કરે મોટા મુનીવર શેવા,
માજી ઇંદ્ર બ્રહ્માદીક જેવાજી,
રહે નારદજી ગુણ ગાતા,
કરો સહાય રૂવાપરી માતા. ૨
દીસે જોત અખંડ દીવાની,
કરે સ્તુતી અંતરથી માનીજી,
ભકતાધીન પ્રસન બહુ થાતા,
કરો સહાય રૂવાપરી માતા. ૩
છો ગોહીલના દુઃખ હરતા,
માજી સહાય સંકટમાં કરતાજી,
કરો રક્ષા સકળ સુખ દાતા,
કરો સહાય રૂવાપરી માતા. ૪



## જાહેર ખબર.

સરવે સદગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે મહારાજા ધીરાજ સર તખ્તસીંહજી જી. સી. એસ. આઇ. ગરબાવળીનું પુસ્તક અમોએ રચી છપાવી પ્રસિદ્ધ કર્યુંછે. તેની કીંમત રૂ૦—૬—૦ રાખીછે. દેશાવર વાળાને ટપાલની રૂ૦—૦—૬ જાસ્તી બેસશે. દશથી વધારે નકલ રાખનાર પાસેથી ટપાલ ખર્ચ લેવામાં આવશે નહી. ને નીચેના ઠેકાણાથી રોકડી કીંમતે મળશે.

મહુવા. મેહેતા ઓધવજી રામજી પાસેથી.

ઠે. તાલુકાસ્કુલ સામે.